માસ્તર કેવળચંદ મુળજીનાં ધર્મપત્ની

અ. સૌ. અમુલખબાઈના સ્મરણાર્થે ભેટ.

# શ્રી સામાયિક અર્થ સહિત.

(અનુપૂર્વી, બાર ભાવના તથા વૈરાગ્યપદો.)

---

સંગ્રહ કરનાર,

માસ્તર કેવળચંદ મગનભાઈ વોરા

અમદાવાદ.

બીજીવાર સંગ્રહ કરનાર.

માસ્તર કેવળચંદ મુળજીભાઈ વોરા.

સામાયિકની સ્કુલ—અમદાવાદ.

---

આવૃત્તિ ૫ મી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૫૯. સને ૧૯૦૩.

આ સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા સાંકળચંદ

હરીલાલે છાપ્યું. પાનકોરનાકા. અમદાવાદ

મુલ્ય સદુપયોગ.

માસ્તર કેવળચંદ મૂળજીનાં સ્વર્ગસ્થ પત્ની
અ. સૌ. અમૃતબાઇના સ્મરણાર્થે ભેટ.

# શ્રી સામાયિક અર્થ સહિત.

(અનુપૂર્વિ, બાર ભાવના તથા વૈરાગ્યપદો).


સંગ્રહ કરનાર,
માસ્તર કેવળચંદ મૂળજીભાઇ વોરા.
અમદાવાદ.



છપાવી પ્રસિદ્ધ કરનાર,
માસ્તર કેવળચંદ મૂળજીભાઇ વોરા.
પ્રોપ્રાયટરી હાઇસ્કૂલ—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.
સંવત ૧૯૭૧. સને ૧૯૧૫.

શ્રી સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકળચંદ
હરીલાલે છાપ્યું નવાદરવાજા. અમદાવાદ.

મૂલ્ય સદુપયોગ.

# અર્પણપત્રિકા.



## પ્રિય સ્વર્ગસ્થ પત્ની !

ત્હારી સાથે વ્યાવહારિક અને ધાર્મિક કાર્યમાં જોડાઈ ત્હારીજ સાહાય્યથી ધર્મમાં વૃદ્ધિ કરી સંસાર જીવન સુખરૂપે પસાર થવાની સપૂર્ણ આશા હતી, પરંતુ મ્હારા પૂર્વ જન્મનાં કર્મ વિપાકથી ત્હારા જેવુ ઉત્તમ રત્ન ચાલ્યુ જતાં મારી માનસસૃષ્ટિ હમણાં તો અંધકારમય છે. મ્હને ધર્મ પ્રત્યે રૂચી કરાવી મારા આત્માનુ કલ્યાણ કરવાની સુપત્નીતરીકેની તેં ઉત્તમ ફરજ બજાવેલી છે. તે, તથા ધર્મ પ્રત્યેની ત્હારી અત્યુત્તમ દૃઢ શ્રદ્ધા વગેરે અનેક શુભ ગુણોથી આકર્ષાઈ આ ધર્મ સબધી મનન કરવા લાયક ઉત્તમ પુસ્તક તનેજ નિર્મળ ભાવનાએ અર્પણ કરી ત્હારા ઋણમાંથી કંઈ અંશે મુક્ત થાઉં છુ.

લી.

ત્હારા આત્માની સદ્ગતિ ઈચ્છક.

# સામાયિક અર્થ સહિત.

## પાઠ ૧ લો.

## પંચ પરમેષ્ઠી નમસ્કારનો.

**નમો**—નમસ્કાર હોજો, **અરિહંતાણં**-રાગદ્વેષ રૂપી વેરીના હણનાર, તથા જેણે ચાર ઘનઘાતી કર્મ ટાળ્યાં તથા જેનાથી કાંઈ છાનું નથી, તથા ચોત્રીશ અતિશયે કરી સહિત, પાંત્રીશ પ્રકારની વાણીએ કરી બિરાજમાન, તથા બાર ગુણે કરી સહિત એવા અરિહંતને. **નમો**-નમસ્કાર હોજો, **સિદ્ધાણં**-સકળ કાર્ય સાધ્યાં. આઠકર્મ ખપાવી સિદ્ધનાં સુખને પામ્યા અને એકત્રીશ ગુણે કરી તથા આઠ ગુણે કરી સહિત એવા સિદ્ધ ભગવાનને. **નમો**-નમસ્કાર હોજો, **આયરિયાણં**-પોતે પાંચ આચાર પાળે અને બીજાને પળાવે તથા છત્રીશ ગુણે કરી સહિત એવા આચાર્યજીને. **નમો**-નમસ્કાર હોજો, **ઉવજ્ઝાયાણં**-જે શુદ્ધ સુત્રાર્થ ભણે, ભણાવે તથા પચીશ ગુણે કરી સહિત એવા ઉપાધ્યાયજીને. **નમો**-નમસ્કાર હોજો, **લોએ**-લોકને વિષે. **સવ્વ સાહુણં**-સર્વ સાધુજી

કે જે જ્ઞાન, દર્શન, ચારિત્ર તથા તપના સાધનાર તથા સત્તાવીશ ગુણે કરી સહિત એવાને.

## પાઠ ૨ જો.

### તિખ્ખુત્તો અથવા વંદણાનો.

**તિખ્ખુત્તો**–ત્રણવાર, **આયાહિણં**–બે હાથ જોડીને જમણા કાનથી માંડી જમણા કાન સુધી. **પયાહિણં**–પ્રદક્ષિણા દઇને. **વંદામિ**–વાંદું છું એટલે પગે લાગું છું. **નમંસ્સામિ**–પંચાંગ નમાવીને નમસ્કાર કરૂં છું, **સક્કારેમિ**–સત્કાર દઉં છું, **સમાણેમિ**–સન્માન દઉં છું, **કલ્લાણં**–કલ્યાણકારી છો, **મંગળં**–મગળકારી છો, **દેવયં**–ધર્મદેવ છો **ચેઇયં**–જ્ઞાનવંત છો, **પજ્જુવાસ્સામિ**–ઉપાસના કરૂંછુ. ( મન, વચન, કાયાએ ).

## પાઠ ૩ જો

### ઇરિયાવહીનો.

**ઇચ્છામિ**–ઇચ્છુંછું, **પડિક્કમિઉં**–પાપકર્મથી નિવર્ત્તવાને, **ઇરિયા**–પંથને વિષે, **વહિયાએ**–વહેતાં થકાં. ( ચાલતા થકાં ) **વિરાહણાએ**–હરકાઇ જીવની

વિરાધના થઈ હોય. **ગમણાગમણે**–જતાં આવતાં. **પાણક્કમણે**–બેઇંદ્રિયાદિક પ્રાણીજીવને કચર્યાં હોય. **બીયક્કમણે**–બીજ કચર્યા હોય. **હરિયક્કમણે**–લીલોતરી કચરી હોય. **ઉસા**–ઝાકળ **ઉત્તિંગ**–કીડીયારૂં. **પણગ**–પંચવરણી લીલફુલ. **દગ**–કાચું પાણી **મટ્ટી**–કાચી માટી. **મક્કડા**–કરોળીઆનાં પડ. **સંતાણા**–કરોળીઆની જાળ. **સંક્કમણે**–ઉપર કહેલાં સર્વને કચર્યાં હોય, **જે**–જે, **મે**–મેં, **જીવ.**–જીવને, **વિરાહિયા**–દુખ દીધું હોય, **એગેંદિયા**–પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ કે જેને એકજ કાયારૂપ ઇંદ્રિય છે, તે. **બેઇંદિયા**–કાયા અને જીભ એ બે ઇંદ્રિયવાળા જીવ. જેવા કે, કીડા, કરમીયા, પોરા વગેરે. **તેઇંદિયા**–શરીર, જીભ અને નાસિકા એ ત્રણ ઇંદ્રિયવાળા જીવ જેવા કે, કીડી, કંથવા વગેરે, વગેરે. **ચઉરિંદિયા**–કાયા, જીભ, નાસિકા, અને નેત્ર એ ચાર ઇંદ્રિયવાળા જીવ. જેવા કે, માખી, મસલાં, ટીડ, ફુદાં વગેરે. **પંચેંદિયા**–કાયા, જીભ, નાસિકા, આંખ, અને કાન એ પાંચ ઇંદ્રિયવાળા જીવ. જેવા કે, મનુષ્ય, પશુ, પંખી વગેરે. **અભિ-**

**હયા**-સામા આવતાં હણ્યાં હોય. **વત્તિયા**-વાટમાં વાળ્યા હોય અટલે કે ધુળે કરી ઢાંકયા હોય. **લેસિયા**-ભોંય સગાથે ઘસ્યા હોય. **સંઘ.ઈયા**-એક બીજા સાથે અથડાવ્યા હોય **સંઘટ્ટિયા**-થોડો સ્પર્શ કરી દુખ દીધું હોય. **પરિયાવિયા**-સર્વ પ્રકારે પીડા ઉપજાવી હોય. **કિલામિયા**-માનસિક પીડા ઉપજાવી હોય. **ઉદ્દવિયા**-ત્રાસકો પાડયો હોય, **ઠાણા**-રહેવાના એક સ્થાનકથી લઇને. **ઓઠાણં**-બીજે ઠેકાણે એટલે દુ:ખના સ્થાનકે. **સંકામિયા**-મકયા હોય. **જીવિયાઓ**-જીવિત થકી, **વવરો વિયા**-નાશ કીધા હોય. **તસ્સ**-તેનુ. **મિચ્છામિ દુક્કડં**-ફળ મને નિષ્ફળ થાઓ.

## પાઠ ૪ થો.

## તસ્સઉત્તરિનો.

**તસ્સ**-તે આલોવ્યા પાપને **ઉત્તાર**-વિશેષે શુદ્ધ **કરણેણં** કરવા સારું. **પાયછિત**-લાગેલા પાપનુ છેદવુ **કરણેણં**-કરવાસારૂ **વિસોહિ**-વધારે નિર્મળ, **કરણેણં**-કરવા સારૂ. **વિસ્સાલ્લિ**-શલ્ય રહિત (કપટ, નિયાણુ, અને મિથ્યાત્વ, **કરણેણં**-કરવા સારૂ)

**પાવાણં**-પાપ (અઢાર) **કમ્માણં**-કર્મને (આઠ) **નિ-ગ્ઘાયણ્ટ્ઠાએ** ... 

**પાવાણં**-પાપ (અઢાર) **કમ્માણં**-કર્મને (આઠ) **નિ-**
**દ્ઘાયણ્ં**-ટાળવાને(એ ઓગણત્રીશ બોલ) **ઠાએ**-અર્થે, **ઠામિ**-કરૂં છું **કાઉસગ્ગં**-કાઉસગ્ગને, **અન્નત્થ**-તેમાં એટલો આગાર. **ઉસ્સસિએણં**-ઉંચો શ્વાસ લેવાથી, **નિસ્સસિએણં**-નીચો શ્વાસ મૂકવાથી, **ખાસિએણં**-ઉધરસ ખાવાથી. **છિએણં**-છીંક આવવાથી, **જંભાઈએણં**-બગાસું ખાવાથી. **ઉડ્ડુએણં**-ઓડકારથી **વાયનિસગ્ગેણં**-સંચરવાથી. **ભમલિયે**-ચકરી આવવાથી **પિત્ત**-ઉલટી થવાથી. **મુછાએ**-મુર્છા આવવાથી. **સુહુમેહિં**-સૂક્ષ્મ. **અંગ**-શરીર. **સંચાલેહિં**-હલવાથી. **સુહુમેહિં**-સુક્ષ્મ **ખેલ**-બળખો. **સંચાલેહિં**-હલવાથી. **સુહુમેહિં**-સૂક્ષ્મ, **દિઠિ**-નજર, **સંચાલેહિં**-હલવાથી. **એવમાઈએહિં**-આ ઉપર કહ્યાં તે કારણોથી, **આગારેહિં**-આગારથી. **અભગ્ગો**-ભાગે નહિ. **અવિરાહિયો**-હાની પહોચે નહિ. **હુજ્જ**-હોજો. **મે**-મારો. **કાઉસગ્ગો**-કાઉસગ્ગ. **જાવ**-જયા સુધી. **અરિહંતાણં**-અરિહંતનું નામ ન સંભાળું ત્યાં સુધી. **ભગવંતાણં**-ભગવંતનુ નામ ન સભાળુ ત્યાસુધી. **નમોક્કારેણં**-નમસ્કારના

પાંચ પદ ન કહું ત્યાંસુધી. **નપારેમિ**-ન પાળું. **તાવ**-ત્યાંસુધી **કાયં**-કાયાને, **ઠાણેણં**-એક સ્થાનકે. **મોણેણં**-મૌનપણે. **ઝાણેણં**-એકધ્યાને. **અપ્પાણં** આત્માને. **વોસિરામિ**-વોસરાવું છું. (તજું છું.)

(અહીં ઇરીયાવહિનો પાઠ બોલી કાઉસગ્ગ કરવો.)

## પાઠ ૫ મો.

### લોગસ્સ.

**લોગસ્સ**-લોકને વિષે. **ઉજ્જોયગરે**-ઉદ્યોતના કરનાર. **ધમ્મ**-ધર્મ, **તિત્થયરે**-તીર્થના સ્થાપનાર (સાધુ સાધ્વી શ્રાવક અને શ્રાવિકા એ ચાર તીર્થ) **જીણે**-રાગદ્વેષના જીતનાર. **અરિહંતે**-કર્મરૂપી વેરીના હણનારની **કિત્તઇસ્સં**-કીર્તના કરીશ. **ચઉવીસંપિ**-ચોવીશ તીર્થંકર તથા બીજા પણ **કેવલિ**-કેવળી, **ઉસભ**-ઋષભદેવ સ્વામીને **મજીયં**-અજીતનાથ સ્વામીને. **ચ**-વળી **વંદે**-વાંદું છું. **સંભવ**-સંભવનાથ સ્વામીને **મભિનંદણં**-અભિનંદન સ્વામીને. **ચ**-વળી. **સુમઇં**-સુમતિનાથ સ્વામીને. **ચ**-વળી. **પઉ**-

**મપ્પહં**-પદ્મ પ્રભુ સ્વામીને. **સુપાસં**-સુપાર્શ્વનાથ સ્વામીને. **જિણં**-રાગદ્વેષના જીતનાર. **ચ**-વળી **ચંદ-પ્પહં**-ચંદ્ર પ્રભુ સ્વામીને. **વંદે**-વાંદું છું. **સુવિહિં** સુવિધિનાથ સ્વામીને. **ચ**-વળી, **પુફ્ફદંતં**-પુષ્પદંત એવું બીજું નામ **સીયળ**-શીતળનાથ સ્વામીને. **સિજ્જંસ**- શ્રેયાંસનાથ સ્વામીને. **વાસુપુજ્જં**-વાસુપુજ્ય સ્વામીને **ચ**-વળી **વિમલ**-વિમલનાથ સ્વામીને. **મણંતં**-અનતનાથ સ્વામીને. **ચ**-વળી **જિણં**-રાગદ્વેષના જીતનાર **ધમ્મં**-ધર્મનાથ સ્વામીને. **સંતિ**-શાતિનાથ સ્વામીને. **ચ**-વળી **વંદામિ**-વાંદું છું **કુંથુ**-કુંથુનાથ સ્વામીને **અરં**-અરનાથ સ્વામીને. **ચ**-વળા. **મલ્લિં**-મલ્લિનાથ સ્વામીને. **વંદે** વાંદુ છું **મુણિસુવ્વયં**-મુનિસુવ્રત સ્વામીને, **નમિ**-નમિનાથ સ્વામીને. **જિણં**-રાગદ્વેષના જીતનાર, **ચ**-વળી **વંદામિ**-વાંદુ છું. **રિઠનેમિં**-અરિષ્ટ નેમિને, **પાસં**-પાર્શ્વનાથ સ્વામીને. **તહ**-તેમજ **વદ્ધમાણં** વર્ધમાન સ્વામીને. **ચ**-વળા **એવંમયે**-એ પ્રકારે મેં. **અભિથુયા**-નામે કરીને સ્તવ્યા છે. **વિહુય**-ટાળ્યા છે. **રય**-કર્મરૂપી રજ **મલા**-કર્મ રૂપી મેલ.

**પહિણ**-ખપાવ્યા છે **જર**-જરા **મરણા**-મરણ **ચઉ વિસંપિ**-ચોવીશ અને બીજા પ । **જિણવગ**-જીનવર **તિથ્થયરા**-તીર્થંકર **મે**-મુજને **પસીયંતુ**-પ્રસન્નથાઓ **કિત્તિય**-કીર્તિ કીધા **વંદિય** નમસ્કાર કર્યો **મહિયા**-પુજા કીધી,(મનથી)**જેએ**-જે કહ્યા તે, **લોગસ્સ** લોકને વિષે **ઉત્તમા**-ઉત્તમ. **સિદ્ધા**-સિદ્ધ. **આરૂગ્ગં** સર્વ રોગ રહિત. **બોહિ**-બુદ્ધિ. **લાભ** -લાભ **સમાહિ**-સમાધિ, **વર** પ્રધાન **મુત્તમ**-સર્વોત્તમ **દિંતુ** દીઓ **ચંદેસુ**-ચંદ્રમાથી અધિક. **નિમ્મલયરા**-નિર્મળ છે **આઇચ્ચેસુ**-સૂર્યથી **આહિયં**-અધિક **પયાસયરા**-પ્રકાશના કરનારા છે. **સાગર**-સમુદ્ર. **વર**-પ્રધાન **ગંભીરા**-ગંભીર. **સિદ્ધા**-એવા જે સિધ્ધો તે, **સિદ્ધં**-મુક્તિપદ. **મમ**-મને. **દિસંતુ**-દીઓ.

## પાઠ ૬ ઠ્ઠો.

### સામાયક અદરવાની રીતિ

**દ્રવ્યથકી**-કાયાએ, **સાવજ્જ**-પાપકારી, **જોગ**-( મન, વચન, કાયા ) વ્યાપાર **સેવવાના**-સેવવાના. **પચ્ચખાણ**-બધી. **ક્ષેત્રથકી**-ક્ષેત્રથી ( કેટલી જમીનમાં ) **આખા લોક પ્રમાણે**-આખા લોક પ્રમાણે

(બધા જગતમાં) **કાળથકી**-કાળથી ( કેટલો વખત) **બે ઘડી સુધી**-બેઘડી સુધી(એક કલાક) **તે ઉપરાંત** તે ઉપર. **ત્રણ**-ત્રણ. **નમોક્કાર**-નમસ્કાર. ( પંચ પરમેષ્ટીને) **ગણી**-કહી, **ન પાળું**-આચારમાં રહું. **તિવાર સુધી**-ત્યાં સુધી. **ભાવ થકી**-પ્રીતિથી **છકોટીએ**-છકોટીએ ( બે કરણે અને ત્રણ જોગે ) **પચખાણ**-બંધી. **કરેમિ**-કરૂંછું, **ભંતે**-હે પુજ્ય ! **સામાયં**-સમતારૂપસામાયિક -**સાવજ્જં**-પાપકારી. **જોગં**-જોગ [ મન, વચન, કાયા ] **પચ્ચખામિ**-બંધી કરૂંછું. **જાવ**-જ્યાં સુધી. **નિયમ**-બંધી છે. [ ત્યાંસુધી ] **પજ્જુવાસામિ**-ઉપાસના કરૂંછું. **દુવિહં**-બે કરણે કરી. **તિવિહેણં**-ત્રણ જોગે કરી. **નકરેમિ**-હું કરૂં નહિ, **નકારવેમિ**-કરાવું નહિ (બીજા પાસે), **મણસા**-મને કરી. **વયસા**-વચને કરી **કાયસા**-કાયાએ કરી. **તસ્સ**-તે. **ભંતે**-હે પુજ્ય ! **પડિક્કમામિ**-નિવર્તુંછું **નિંદામિ**-નિંદુછું. ( આત્માની સાખે ) **ગરહામિ**-ગ્રહુંછુ.( ગુરૂની સાખે ), **અપ્પાણં**-આત્માને. **વોસિરામિ** તજુંછું. )

## પાઠ ૭ મો.

### નમોથ્થુણં.

**નમોથ્થુણં**-નમસ્કાર હો. **અરિહંતાણં**-અરિહંતને. **ભગવંતાણં**-ભગવતને. **આઈગરાણં**-ધર્મના આદિના કરનારને. **તિથ્થયરાણં**-તીર્થના સ્થાપનારને. ( સાધુ, સાધવી, શ્રાવક ને શ્રાવિકા એ ચાર તીર્થ કહેવાય છે ) **સયંસં બુદ્ધાણં**-પોતાની મેળે બુઝયા તેને. **પુરિસોત્તમાણં**-પુરૂષ માંહે ઉત્તમ છે તેને, **પુરિસસિંહાણં**-પુરૂષમાં સિંહ સમાન છે તેને. **પુરિસવર પુંડારયાણં**-પુરૂષમાં પુંડરીક કમલ સમાન છે તેને. **પુરિસવર ગંધ હથ્થીણં**-પુરૂષમાં ગંધ હસ્તી સમાન છે તેને. **લોગુત્તમાણં**-લોકમાં ઉત્તમ છે તેને. **લોગનાહાણ**-લોકના નાથ તેને. **લોગહિયાણં**-લોકના હિતકારીને. **લોગપઈવાણં**-લોકને વિષે દીવા સમાન છે તેને. **લોગ પજ્જોયગરાણં**-લોકમાંહે સૂર્યની પેઠે ઉદ્યોતના કરનારને. **અભયદયાણં**-અભયદાનના દેનાર છો. **ચખ્ખુદયાણં**-જ્ઞાનરૂપ ચક્ષુના દેનાર છો. **મગ્ગદયાણં**-મોક્ષ માર્ગના દેનાર છો. **શરણ દયાણં**-

શરણના દેનાર છે. જીવદયાણં–સંજમ જીવત-રના દેનાર છે. બોહિદયાણં–સમકિતરૂપ બોધના દેનાર છે. ધમ્મ દયાણં–ધર્મના દેનાર છે. ધમ્મ દેસિયાણં–ધર્મ ઉપદેશના દેનાર છે. ધમ્મનાયગાણં–ધર્મનાનાયક છે. ધમ્મસારહિણં–ધર્મરૂપ રથના સારથી છે. ધમ્મ–ધર્મ. વર–પ્રધાન ચાઉરંત–ચાર ગતિનો અંત કરવામાં, ચક્કવટ્ટીણં–ચક્રવર્તી સમાન છે. દીવો–બેટસમાન છે તાણં–દુઃખના નિવારણ કરનાર છે. સરણગઈ–આધાર રૂપ–ચાર ગતિમાં ( નારકી, તિર્યંચ, મનુષ્ય, દેવતા ) પઈઠા–પડતા જીવને. અપ્પડિહય વરનાણં–કોઇથી નહિ હણાય એવું ઉત્તમજ્ઞાન. દંસણ–દર્શન. ધરાણં-ધરનારા છે. વિયટ્ટ છઉમાણં–જેનું છદમસ્તપણું ગયું છે. જિણાણં–જીત્યા છે. જાવયાણં–બીજાને જીતાવનાર છે. તિન્નાણં–તર્યા છે. ( સંસારરૂપી સમુદ્ર ) તારયાણં–બીજાને તારનાર છે. ( સંસાર સમુદ્રથી ) બુદ્ધાણં–પોતે તત્વજ્ઞાન સમજ્યા છે. બોહિયાણં–બીજાને સમજાવનાર છે. મુત્તાણં–કર્મથી મુકાણા છે. મોયગાણં–બીજાને મુકાવનાર

છે. **સવ્વન્નુણું**-સર્વજ્ઞ છે. **સવ્વ દરિ સિણું**-સર્વ પદાર્થના દેખનાર છે. **સિવ**-ઉપદ્રવ રહિત છે. **મયલ**-અચળ છે. **મરૂય**-રોગરહિત છે. **મણંત**-મરણરહિત. **મક્ખય**-ક્ષયરહિત છે **મવ્વા બાહ**-બાધા પીડા રહિત છે. **મપુણ રાવતિ**-જેને ફરી અવતરવું નથી એવા છે. **સિદ્ધિ ગઈ**-સિદ્ધ ગતિ. **નામધેયં**-જેનું એવું નામ છે. **ઠાણં**-સ્થાનકને. **સંપતાણં**-પામ્યા છે. **નમો જિણાણં**-નમસ્કાર હોજો એવા જિન તીર્થંકર દેવને. **જિય ભયાણં** સાત ભયના જીતનારને.—

**પહેલું નમોત્થુણં**-શ્રી અનંતા સિદ્ધ ભગવંતને કહેવાનું છે. તેમાં પ્રથમના તેંતાળીસ બોલ એટલે "**સવ્વ દરિસિણં**" એ બોલ કહેલા છે. તે પ્રમાણે શ્રી અરિહંત હતા. અને જેઓ સિદ્ધ થયા છે. તેમને માટે પાછલા દશ બોલ જાણવા.

**બીજું નમોત્થુણં**—શ્રી આરહંત દેવને કરવાનું છે. તેમાં એવી રીતે સમજવાનું કે પ્રથમના જે તેંતાલીસ બોલ કહેલા છે, તે પ્રમાણે તેઓ બિરાજમાન છે. અને પાછળના દશ બોલમાં બતાવ્યા

પ્રમાણે સિદ્ધ થવાના કામી છે. તેથી તેમાં "સિદ્ધિ ગઈ નામ ધેયં" શબ્દ સુધી કહી પછી "ઠાણું સંપતાણું" શબ્દને બદલે "ઠાણં સંપાવિયો-કામાણં" શબ્દ બોલવો અને ત્યાર પછીના શબ્દ બોલવા નહિ.

**ત્રીજું નમોથ્થુણં**-વર્તમાનકાળના પોતાના ધર્મ-ગુરૂ ધર્માચાર્યને કરવાનું છે. **મમ ધમ આયરી-યસ, ધ્રમઉવ દેસગસ, વંદમેણં ભગવત તીકટ્ટુ** ( તિખ્ખુત્તોનો પાઠ બોલવો. )

## પાઠ ૮ મો.

## સામાયિક પાળવાની વિધિ.

દ્રવ્યથકી સામાયેક કર્યું હતુ તે પુરૂ થતાં પાળું છું. ક્ષેત્રથકી આખા લોક પ્રમાણે, કાળથકી બેઘડીને આશરે, ભાવથકી છ કોટીએ પચખાણ કર્યાં હતાં તે પૂરાં થયાં પાળુ છું. એવા નવમા સામાયક વ્રતના **પંચ અઈયારા**-પાંચ અતિચાર. **જાણિયવ્વા**-જા-ણવા જોગ. **ન સમારિયવ્વા**-આચરવા નહિ. **તં-જહાતેઆલોઉં**-તે આ પ્રમાણે કહી દેખાડું છું. **મણ દુપ્પડિહાણે**-મન માઠું પ્રવર્તાવ્યું હોય. **વય**

દુપ્પડિહાણે—વચન માઠું પ્રવર્તાવ્યું હોય. **કાય દુપ્પડિહાણે**—કાયા માઠી પ્રવર્તાવી હોય. **સામાઇયસ્સ સઇ**-સામાયિકને. **અકરણયાએ**—બરાબર કીધું કે નહિ તેની ખબર ન રહ્યા હોય. **સામાઇયસ્સ અણવઠિયસ્સકરણયાએ**—પૂરૂં થયા વિના પાળ્યું હોય. **તસ્સ મિચ્છામિદુક્કડં**—તે ખોટું કીધેલું નિષ્ફળ થાઓ.

સામાયિકમાં દશ મનના, દશ વચનના ને બાર કાયાના એ બત્રીશ દોષ માંહેલો કોઇ દોષ લાગ્યો હોય તો મિચ્છામિ દુક્કડં.

સામાયિકમાં **આહાર સંજ્ઞા**—ખાવાની ઇચ્છા થઇ હોય. **ભય સંજ્ઞા**—બીક લાગી હોય. **મૈથુન સંજ્ઞા**—મૈથુન સેવવાની ઇચ્છા કરી હોય. **પરિગ્રહ સંજ્ઞા**—માયાની ઇચ્છા કરી હોય. એ ચાર સજ્ઞા માંહેલી કોઇ સંજ્ઞા કરી હોય તો મિચ્છામિ દુક્કડં.

સામાયિકમાં **સ્ત્રી કથા**-સ્ત્રી વિષે વાત કરી હોય. **ભત્તકથા**—જમણ વિષે વાત કરી હોય. **દેશ કથા**—દેશ વિષે વાત કરી હોય. **રાજકથા**—રાજ્ય વિષે વાત કરી હોય, એ ચાર કથા માંહેલી કોઇ કથા કરી હોય તો મિચ્છામિ દુક્કડં.

સામાયિક સમ્મકાએણં-સમ્યક્ પ્રકારે કાયાએ કરી. ફાસિયં-સ્પર્શ્યું (આચર્યું) પાલિયં-પાળ્યું, સોહિયં-શુદ્ધ કર્યું. તિરિયં-પાર ઉતાર્યું કિતિયં-કીર્તન કર્યું. આરાહિયં-આરાધના આણાએ-વિતરાગદેવની આજ્ઞાને. અણુપાલિતા-ઉત્કટી પાળી હોય. નભવઇ તે પ્રમાણે ન વર્તાયું હોય. તસ્સ મિચ્છામિ દુક્કડં-તેનું પાપ મને નિષ્ફળ થાઓ. સામાયિક વિધિએ લીધું, વિધિએ પાળ્યું વિધિએ કરતાં અવિધિએ થયુ હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડં.

સામાયિકમાં અતિક્રમ, વ્યાતક્રમ, અતિચાર, અણાચાર, જાણતાં અજાણતાં, મને, વચને, કાયાએ કરી કોઈ દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડં.

સામાયિકમાં કાનો, માત્રા, મીંડું, પદ, અક્ષર, ઓછો અધિકો વિપરિત ભણાણો હોય તો અનતા સિદ્ધ કેવળી ભગવંતની સાખે તસ્સ મિચ્છામિ દુક્કડં.



## અનુપુાવ.

કોઠો ૧ લો.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૨ | ૧ | ૩ | ૪ | ૫ |
| ૧ | ૩ | ૨ | ૪ | ૫ |
| [illegible] | ૧ | ૨ | ૪ | ૫ |
| ૨ | ૩ | ૧ | ૪ | ૫ |
| ૩ | ૨ | ૧ | ૪ | ૫ |

કોઠો ૨ જો.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૪ | ૩ | ૫ |
| ૨ | ૧ | ૪ | ૩ | ૫ |
| ૧ | ૪ | ૨ | ૩ | ૫ |
| ૪ | ૧ | ૨ | ૩ | ૫ |
| ૨ | ૪ | ૧ | ૩ | ૫ |
| ૪ | ૨ | ૧ | ૩ | ૫ |

કોઠો ૩ જો.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૩ | ૪ | ૨ | ૫ |
| ૩ | ૧ | ૪ | ૨ | ૫ |
| ૧ | ૪ | ૩ | ૨ | ૫ |
| ૪ | ૧ | ૩ | ૨ | ૫ |
| ૩ | ૪ | ૧ | ૨ | ૫ |
| ૪ | ૩ | ૧ | ૨ | ૫ |

કોઠો ૪ થો.

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૩ | ૪ | ૧ | ૫ |
| ૩ | ૨ | ૪ | ૧ | ૫ |
| ૨ | ૪ | ૩ | ૧ | ૫ |
| ૪ | ૨ | ૩ | ૧ | ૫ |
| ૩ | ૪ | ૨ | ૧ | ૫ |
| ૪ | ૩ | ૨ | ૧ | ૫ |

# અનુપુર્વિ.

### કોઠો ૫ મો.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૫ | ૪ |
| ૨ | ૧ | ૩ | ૫ | ૪ |
| ૧ | ૩ | ૨ | ૫ | ૪ |
| ૩ | ૧ | ૨ | ૫ | ૪ |
| ૨ | ૩ | ૧ | ૫ | ૪ |
| ૩ | ૨ | ૧ | ૫ | ૪ |

### કોઠો ૬ ઠો.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૫ | · | ૪ |
| ૨ | ૧ | ૫ | ૩ | ૪ |
| ૧ | ૫ | ૨ | ૩ | ૪ |
| ૫ | ૧ | ૨ | ૩ | ૪ |
| ૨ | ૫ | ૧ | ૩ | ૪ |
| ૫ | ૨ | ૧ | ૩ | ૪ |

### કોઠો ૭ મો.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૩ | ૫ | ૨ | ૪ |
| ૩ | ૧ | ૫ | ૨ | ૪ |
| ૧ | ૫ | ૩ | ૨ | ૪ |
| ૫ | ૧ | ૩ | ૨ | ૪ |
| ૩ | ૫ | ૧ | ૨ | ૪ |
| ૫ | ૩ | ૧ | ૨ | ૪ |

### કોઠો ૮ મો.

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૩ | ૫ | ૧ | ૪ |
| ૩ | ૨ | ૫ | ૧ | ૪ |
| ૨ | ૫ | ૩ | ૧ | ૪ |
| ૫ | ૨ | ૩ | ૧ | ૪ |
| ૩ | ૫ | ૨ | ૧ | ૪ |
| ૫ | ૩ | ૨ | ૧ | ૪ |

# અનુપુર્વિ.

### કોઠો ૯ મો.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૪ | ૫ | ૩ |
| ૨ | ૧ | ૪ | ૫ | ૩ |
| ૧ | ૪ | ૨ | ૫ | ૩ |
| ૪ | ૧ | ૨ | ૫ | ૩ |
| ૨ | ૪ | ૧ | ૫ | ૩ |
| ૪ | ૨ | ૧ | ૫ | ૩ |

### કોઠો ૧૦ મો.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૫ | ૪ | ૩ |
| ૨ | ૧ | ૫ | ૪ | ૩ |
| ૧ | ૫ | ૨ | ૪ | ૩ |
| ૫ | ૧ | ૨ | ૪ | ૩ |
| ૨ | ૫ | ૧ | ૪ | ૩ |
| ૫ | ૨ | ૧ | ૪ | ૩ |

### કોઠો ૧૧ મો.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૪ | ૫ | ૨ | ૩ |
| ૪ | ૧ | ૫ | ૨ | ૩ |
| ૧ | ૫ | ૪ | ૨ | ૩ |
| ૫ | ૧ | ૪ | ૨ | ૩ |
| ૪ | ૫ | ૧ | ૨ | ૩ |
| ૫ | ૪ | ૧ | ૨ | ૩ |

### કોઠો ૧૨ મો.

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૪ | ૫ | ૧ | ૩ |
| ૪ | ૨ | ૫ | ૧ | ૩ |
| ૨ | ૫ | ૪ | ૧ | ૩ |
| ૫ | ૨ | ૪ | ૧ | ૩ |
| ૪ | ૫ | ૨ | ૧ | ૩ |
| ૫ | ૪ | ૨ | ૧ | ૩ |

# અનુપુર્વિ.

### કોઠો ૧૩ મો.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૩ | ૪ | ૫ | ૨ |
| ૩ | ૧ | ૪ | ૫ | ૨ |
| ૧ | ૪ | ૩ | ૫ | ૨ |
| ૪ | ૧ | ૩ | ૫ | ૨ |
| ૩ | ૪ | ૧ | ૫ | ૨ |
| ૪ | ૩ | ૧ | ૫ | ૨ |

### કોઠો ૧૪ મો.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૩ | ૫ | ૪ | ૧ |
| ૩ | ૧ | ૫ | ૪ | ૨ |
| ૧ | ૫ | ૩ | ૪ | ૨ |
| ૫ | ૧ | ૩ | ૪ | ૨ |
| ૩ | ૫ | ૧ | ૪ | ૨ |
| ૫ | ૩ | ૧ | ૪ | ૨ |

### કોઠો ૧૫ મો.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૪ | ૫ | ૩ | ૨ |
| ૪ | ૧ | ૫ | ૩ | ૨ |
| ૧ | ૫ | ૪ | ૩ | ૨ |
| ૫ | ૧ | ૪ | ૩ | ૨ |
| ૪ | ૫ | ૧ | ૩ | ૨ |
| ૫ | ૪ | ૧ | ૩ | ૨ |

### કોઠો ૧૬ મો.

| | | | | |
|---|---|---|---|---|
| ૩ | ૪ | ૫ | ૧ | ૨ |
| ૪ | ૩ | ૫ | ૧ | ૨ |
| ૩ | ૫ | ૪ | ૧ | ૨ |
| ૫ | ૩ | ૪ | ૧ | ૨ |
| ૪ | ૫ | ૩ | ૧ | ૨ |
| ૫ | ૪ | ૩ | ૧ | ૨ |

# અનુપુર્વિ.

કોઠો ૧૭ મો.

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૩ | ૪ | ૫ | ૧ |
| ૩ | ૨ | ૪ | ૫ | ૧ |
| ૨ | ૪ | ૩ | ૫ | ૧ |
| ૪ | ૨ | ૩ | ૫ | ૧ |
| ૩ | ૪ | ૨ | ૫ | ૧ |
| ૪ | ૩ | ૨ | ૫ | ૧ |

કોઠો ૧૮ મો.

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૩ | ૫ | ૪ | ૧ |
| ૩ | ૨ | ૫ | ૪ | ૧ |
| ૨ | ૫ | ૩ | ૪ | ૧ |
| ૫ | ૨ | ૩ | ૪ | ૧ |
| ૩ | ૫ | ૨ | ૪ | ૧ |
| ૫ | ૩ | ૨ | ૪ | ૧ |

કોઠો ૧૯ મો

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૪ | ૫ | ૩ | ૧ |
| ૪ | ૨ | ૫ | ૩ | ૧ |
| ૨ | ૫ | ૪ | ૩ | ૧ |
| ૫ | ૨ | ૪ | ૩ | ૧ |
| ૪ | ૫ | ૨ | ૩ | ૧ |
| ૫ | ૪ | ૨ | ૩ | ૧ |

કોઠો ૨૦ મો.

| | | | | |
|---|---|---|---|---|
| ૩ | ૪ | ૫ | ૨ | ૧ |
| ૪ | ૩ | ૫ | ૨ | ૧ |
| ૩ | ૫ | ૪ | ૨ | ૧ |
| ૫ | ૩ | ૪ | ૨ | ૧ |
| ૪ | ૫ | ૩ | ૨ | ૧ |
| ૫ | ૪ | ૩ | ૨ | ૧ |

# બાર ભાવના [આત્મગોષ્ટી.]

(પ્રાતઃકાળમાં એકાંત જગા અને શુદ્ધ ચિત્તે અનુપુર્વી ગણી, એ સાધનથી મનને એકાગ્ર કરી, પછી બાર ભાવના રૂપ આ આત્મ ગોષ્ટી કરવી ).

(૧) **અનિત્ય ભાવના**—હે જીવ ! ત્હારી આસપાસ નજર કર જે જે પદાર્થો તું જુએ છે, તે અને તારા પોતામાં કાંઇ તફાવત તને જણાય છે ! તારી આસપાસનો દરેક પદાર્થ, તારી લક્ષ્મી, તારો વૈભવ, અને તારૂં પોતાનુ શરીર પણ વિજળી કે પરપોટા જેવું વિનાશી છે–અનિત્ય છે. તું ગમે તેટલું રખોપું રાખીશ તોપણ તે દરેક પદાર્થ વિનાશી તે વિનાશી જ છે. નાશ પામવાનો એનો ધર્મ જ છે. એ સર્વ વિનાશી વસ્તુઓની વચમાં તું એક અવિનાશી ભુલો પડવાથી આવી ચડયો છુ. માટે એ નાશવંત વસ્તુઓમાં મોહ ન પામતાં તુ અવિનાશી એવા તને પીછાન. ભરત રાજાએ વીંટીના પ્રસંગ ઉપરથી આવી "અનિત્યભાવના"માં ડુબકી મારી હતી. જેના ફળ તરીકે કેવલ્ય મૌક્તિક પામ્યા હતા.

(૨) **અશરણ-ભાવના**—હે જીવ! જો તુ અવિનાશી એવા તને પીછાનવા શ્રમ નહિ લે, તો નક્કી માનજે કે, નાશ માટેજ નિર્માએલી એ વસ્તુઓના નાશ કે વિયોગથી ત્હને થતાં દુઃખોમાં દિલાસો કોઇ રીતે નહિ મળે. અને જ્યારે તું એ બધી ચીજોને છેલ્લી સલામ કરી હમેશને માટે ચાલી નીકળીશ ત્યારે તને શરણ આપવા કોઇ નહિ નીકળી આવે. અવિનાશી એવા પોતાને અથવા આત્માને જાણુવારૂપ જે **ધર્મ એજ તારો સગો થશે**. માટે શરણ સગું કે સબધી જો તારે જોઇતું હોય તો અવિનાશી એવા તારા આત્માને જ શોધી એના શરણે જા.

અનાથી મુનિને માંદગીમાં કોઇ સગું ભાગ ન લઇ શકયું, એટલા ખ્યાલ ઉપરથીજ આવી "**અશરણભાવના**"માં ચડી જવાનો પ્રસંગ મળ્યો હતો, કે જે ભાવનાએ તેમને પંચમહાવ્રતધારી મહારાજા બનાવી મોક્ષના અધિકારી બનાવ્યા હતા.

(૩) **સંસાર ભાવના**—હે જીવ! હમણાં તું જે જે વસ્તુઓમા આનંદ માની રહ્યો છું તે

વસ્તુઓ અને તેથી પણ વધારે ખેંચાણ કરનારી વસ્તુઓ તું અનેક વાર પામ્યોછું. દરેક ચીજના ભોક્તા તરીકે અને દરેક પ્રાણીના સગાં તરીકે સર્વ પ્રાણી પદાર્થ સાથે તેં અનેકવાર સંબંધ જોડયો છે, પણ કોઇ સંબંધ ટકી શકયો નહોતો. માટે કોઇ પ્રાણી કે પદાર્થના મોહમાં દીવાનો થઈ અવિનાશી એવા નિજ રૂપને ભુલીશ નહિ. એવી ભુલથીજ તું અપાર એવા સંસાર સમુદ્રમાં આદિ વગરના કાળથી ભમ્યા કરે છે, અને ભ્રમણથી ઉદ્ભવનાં દુઃખો પરવશપણે સહન કરે છે. માટે એ દુઃખોમાંથી મુક્ત થવું હોય તો સંસારમાં આવી પડયાં છતાં વિરક્ત પુરૂષ માફક વર્ત.

શ્રી મલ્લીકુંવરીએ મોહન ઘરમાં વિષયાંધ રાજાઓને પૂર્વ ભવનો સંબંધ સમજાવી "**સંસાર ભાવના**"માં પ્રવેશ કરવાથી તે સર્વ મોહપંકજમાં ફસાએલા રાજાઓ મોહના શત્રુ બની મોક્ષલક્ષ્મી વર્યા હતા.

**( ૪ ) એકત્વ ભાવના**—હે જીવ ! તુ એકલો છે, એકલો આવ્યો હતો, અને એકલોજ જ-

ઇશ. એક ઘર છોડી બીજા ઘેર જતી વખતે પહે-
લા ઘરવાળું કોઇપણ સગું તારી સાથે આવ્યું
નથી, અને આવશે પણ નહિ, એ સગાને મદદ ક-
રવા માટે તેં કરેલાં પાપોનું ફળ ભોગવવા વખતે
પણ એ કોઇ આડો હાથ દેવા નહિ આવે, તો એવો
પ્રેમ–એવો સંબંધ–એવી મૈત્રી તારૂં શુ લીલુ કર-
નાર છે ? તું તારા પોતામાંજ મિત્ર મેળવ.

સુંદર સ્ત્રીઓથી ઘેરાએલા મૃગાપુત્રે રત્ન જ-
ડીત મહેલની અગાશીમાં રસ્તામા દુર્બળ તપ-
સ્વીને જોઇને આવી "**એકત્વ ભાવના**" ભાવી
હતી, જેના પ્રતાપે તેણે નિજરૂપ પ્રાપ્ત કર્યું હતું.

( ૫ ) **અન્યત્વ ભાવના**—હે જીવ ! તારા
સિવાય તું જે કંઇ ભાળે છે, તે બધું તારાથી અ-
લગજ સમજજે. ક્ષણ પણ ન સમજતો કે સ્ત્રી
તારી છે, કે પુત્ર તારો છે; લક્ષ્મી તારી છે, કે દેહ
તારી છે, જો એમજ હોત તો એ લક્ષ્મી તારા
ઘરમાં આવ્યા પછી તારી હયાતીમાં બીજું ઘર
કરત ? એ સ્ત્રી પરલોક તો દૂર રહ્યું પણ કાટ
સુધી પણ તારી સોબત કરવામાથી જાત ? દૂ

પ્રત્યક્ષ જોવાતા ખેલ શું એમ નથી સ્પષ્ટ સમજા. વતા કે તારે આ ઇંદ્રજાળથી નિજરૂપને અલગજ માનવું, અને એમાં લિપ્ત ન થતાં નિજ રૂપમાં દઢ રહેવું.

રાજર્ષિ નમીરાજે મંદગીના બિછાનામાં પડયા પડયા આ " અન્યત્વ ભાવના' માં ડુબકી મારી કૈવલ્ય મૌક્તિક મેળવ્યુ હતું.

( ૬ ) અશુચિ ભાવના—હે જીવ ! તું કોને માટે દગાફટકા કરે છે ! આ રૂપાળા હાડકાના પુ. તળાને પોષવા માટે ? જો તો ખરો કે આ પુતળું ગંધાતુ છે, મળમૂત્રથી ભરેલું છે, ક્ષણુક્ષણુમાં બગડી જાય છે, રોગ, જરાનું નિવાસ ધામ છે હવે એને તું સાચવી સાચવીને કેટલુંક સાચવીશ ? ' ખાતર પર દીવેલ ' કરતાં જરા તો વિચાર કર, તું તેને સાચવવા, સુંદર કરવા, હૃષ્ટ-પુષ્ટ કરવા, હજારો પ્ર. પંચ કરે છે, હજારો પ્રકારની હિંસા કરે છે; પણ તે છતાં તે તો તને દગોજ દે છે. તારા ખરા ખપ વખતે તે તારી મરજી વિરૂદ્ધ લથડી પડે છે, અને તને ફસાવે છે. હવે જો તારામાં બુદ્ધિ હોય તો

જેટલી કાળજી એ ગુણચોર હાડપિંજર માટે ધ-
રાવે છે, એટલીજ તારા પોતા માટે–આત્મા માટે
રાખે તો અખુટ ગુપ્ત ખજાના તારે માટે ખુલ્લા
થાય, એ નિ:શંક વાર્તા છે.

રૂપમાં જેનો જોડો ન મળે એવા સનંત કુમાર
ચક્રવર્તીના રૂપમાં વાત કરતાં વાટ ઉઠી હતી તેના
શરીરમાં કીડા પડી ગયા હતા. જે રોગ ૭૦૦ વર્ષ
શરીરમાં રહ્યો હતો, અને જેન અંતે “ **અશુચિ
ભાવના**” ના પ્રતાપે મોક્ષ મળ્યું હતું.

(૭) **આશ્રવ ભાવના**—હે જીવ! રાગ,
દ્વેષ, અજ્ઞાન, મિથ્યાત્વ, ઇત્યાદિ “ આશ્રવ ” અ-
થવા તારા આત્મ સ્વરૂપને મલીન કરનારા વળગાટ
છે. પ્રતિક્ષણ તને એ નવાં કર્મોનો લેપ લાગતો
જાય છે. એનાથીજ તું છાકટાની માફક વર્તે છે.
એનાથીજ ભવ ભ્રમણ કરતા છતાં તું પોતાને સુખી
માનવાની મૂર્ખાઇ કરે છે. માટે એ ચીકણા વળ-
ગાટને ઓળખ, એમના સ્વભાવથી વાકેફ થા, અને
પછી એ લાગેલા વળગાટને દૂર કરવાના તથા હવે
પછી ન લાગે તેવા ઉપાય લે. ઉપભોગ પરિભોગ

આદિની તૃષ્ણા કમી કર. ઇચ્છાઓને મર્યાદાથી બાંધ, જે કોઇ તારી પાસે છે તેનો મોહ ઓછો કરી પરમાર્થેજ તારૂં સર્વસ્વ માન કે જેથી આશ્રવનો મેલો વળગાટ ઘણે દરજ્જે મોળો પડે.

ચંપાનગરીના શ્રાવક સમુદ્રપાળે ગોખમાં બેઠા બેઠા મુસ્કેટાટ બાંધેલા એક ચોરને વધસ્થાન તરફ લઇ જવામાં આવતો જોઇ, ' મારાં કર્મ ઉદય આવશે, ત્યારે મારી પણ એજ વલે છે ' એમ વિચારી ' **આશ્રવ ભાવના**" માં ઉતરી પડી કૈવલ્ય પ્રાપ્ત કર્યું હતું.

( ૮ ) **સંવર ભાવના**–હે જીવ ! જો તને ખચીતજ એવી શ્રદ્ધા બેઠી હોય કે રાગદ્વેષથી નવાં નવાં કર્મોની આવક હમેશાં તારામાં ચાલીજ આવે છે, તો તે આવકને રોકવા જ્ઞાન–ધ્યાનમાં આરૂઢ થા. જ્ઞાન–ધ્યાનમાં આરૂઢ થએલો આત્મા સિંહ સમાન દેખાવ ધારણ કરે છે, જેથી બિચારાં કર્મ તેની આગળ આવી શકતાં નથી. આવી રીતે જ્ઞાન–ધ્યાનમાં આરૂઢ થવું એનું નામજ **સંવર** કહેવાય છે.

આ " **સંવર ભાવના** " માં ચડી જઇ મન,

વચન, કાયાના જોગ કાબુમાં રાખી ચંડાળ કુળના હરકેશી મુનિએ ઉત્તમોત્તમ મોક્ષપદ પ્રાપ્ત કર્યું હતું.

(૯) **નિર્જરા ભાવના**—હે જીવ! આત્માને આવતી રાગ-દ્વેષાદિ કર્મોની આવક બંધ તો કરી, પણ પૂર્વે થઇ ચૂકેલાં કર્મોને કાપવાં—નિર્જરવા, તપ, સંયમ રૂપ '**નિર્જરા**' નું શરણું તારે લેવું જોઇએ છે. નિર્જરા માટે તપ કરનારો માણસ માન માગતો નથી, કીર્તિ કે ધન ઇચ્છતો નથી, લોક લજ્જાને ગણકારતો નથી, માત્ર આત્માર્થેજ ક્રિયા કરે છે અને તે ક્રિયા જ્ઞાન સાથે કરે છે. જ્ઞાન સહિત ક્રિયાનુજ નામ, "**નિર્જરા**" છે, કે જે વડે અર્જુન માલિએ છ મહિનામાં કર્મ ક્ષય કર્યા હતાં.

(૧૦) **લોક સ્વરૂપ ભાવના**—હે જીવ! આ પ્રમાણે આવતાં કર્મોને રોકી, થએલાં કર્મોને નિર્જરી, હવે તું ચૌદ રાજલોકનું સ્વરૂપ વિચાર, અસંખ્યાતા દ્વીપ સમુદ્રનો ખ્યાલ દૃષ્ટિ સમક્ષ લાવ; અને પછી જો કે આટલા વિશાળ અવકાશમાં તારૂં ઘર કે તું શા હિસાબમાં છે? અસંખ્યાતા દ્વીપ સમુદ્રની કુદરતની વળી વિચિત્રતા વિચાર; અને એમાં

લક્ષીન થઇ તું દેહાધ્યાસ અને હુંપદ છોડ. આવી "**લોક સ્વરૂપ ભાવના**" શિવરાજ ઋષિએ ભાવી હતી. જેના પ્રતાપે ૭ દ્વીપ સમુદ્ર સુધીની તેની ટુંકી દૃષ્ટિ લાંબી થઇ અસંખ્ય દ્વીપ સમુદ્ર જોયા અને કર્મ ખપાવ્યાં.

( ૧૧ ) **સમ્યકૃત્વ ભાવના**—હે જીવ ! વૈરાગ્ય પ્રાપ્ત કરાવનારી ૧૦ ભાવના ભાવ્યા પછી તુ વિચાર કર કે હવે શાંત પડેલા તારા જીવને શુ કરવા જેવું છે અને શું છોડવા જેવું છે ? આ નિર્ણય તને "**સમ્યકત્વ**" વગર થઇ શકવાનો નથી. સમ્યકૃ એટલે સાચા જ્ઞાન વિના તારો આત્મા દોરા વગરની સોય માફક ૫૫ પુંજમાં–અજ્ઞાનમાં ખોવાઇ જાય છે અને જશે. માટે સમ્યકત્વ પ્રાપ્ત કર. એ "**સમ્યકત્વ ભાવના**" થી ભરતે મોક્ષ પ્રાપ્ત કર્યું હતું.

( ૧૨ ) **ધર્મ ભાવના**—હે જીવ ! જ્ઞાન પામ્યો પણ તે સાર્થક તો ત્યારેજ કહેવાય કે જ્ઞાનને વ્યવહારમાં મુક અર્થાત્ ધર્મ આચર. સર્વ પ્રાણીને પોતા સમાન ગણવા જેટલી પાયરીએ આવવું, અને સર્વને શાતા પમાડતાં શીખવુ, એજ ધર્મની સાફ-

ષ્યતા છે. માટે એવો ઉત્તમ ધર્મ ધારણ કર, કે જેથી બીજાને શાતા ઉપજાવનાર એવા તને અખંડ-નિરાબાધ-અમિશ્ર શાતા ઉપજે.

આ બારમી " **ધર્મ ભાવના** " કડવા તુંબાનું શાક આરોગી જનાર ધર્મ ઋષિએ ભાવી હતી, કે જેના પ્રતાપે તેમણે થોડીજ મિનિટમાં સર્વાર્થ સિદ્ધ વિમાન મેળવ્યું હતું.

એકેક ભાવના જ્યારે બેડો પાર કરાવવા સમર્થ છે તારે બારે ભાવના ભાવવાવાળાના મોક્ષમાં શો સંશય ?

---

## મહાવીર સ્વામીનું પ્રભાતીઉં.

તે દિનનો વિશ્વાસ છે, વીર પ્રભુજી તમારો;

હાંરે મને પાર ઉતારો.

બારે વ્રતમાં એકે નહિ, કાંઇ નીમ ન કીધો;
શ્રેણીક ભક્ત જાણી કરી, તમે જીન પદ દીધો.

તે દિનનો૦ ૧

અગ્નિ જવાળા અંગમાં વસે, વિષધર વિકરાળો;
ચરણે ડસ્યો ચંડ કોસીઓ, ઓધર્યો નાગ કાળો.

તે દિનનો૦ ૨

ચંદનબાળાને કારણે, તમે ચાલીને આવ્યા;
બેડી ભાંગી સાહિબા, શણગાર પહેરાવ્યા.તે દિનનો૦ ૩
અભીઆ રાણીને કારણે, દેખો શેઠ સુદર્શન;
શૂળી ફીટી સાહિબા,તમે કીધું સિંહાસન. તે દિનનો૦ ૪
ભક્ત અનેક ઓધર્યા, તે તો શાસ્ત્રે વખાણ્યા;
નાથ નિરંજન તેહનો, રૂપચંદ્ર રસમાણે. તે દિનનો૦ ૫

---

## સ્તુતિ.

### કવિત ( મનહર ).

ચોવીશમા મહાવીર, શૂરવીર મહાધીર;
વાણી મીઠી ખાંડ ખીર, સિદ્ધારથ નંદ હે.
નાગણીશી નાર જાણુ, ઘટમેં વૈરાગ્ય આણુ,
જોગ લીઓ જગભાણુ, છોડયા મોહ ફંદ હે.
ચૌદહજાર સંત, તાર દીયા ભગવંત;
કર્મારિ કીયો અંત, પાયા સુખ વૃંદ હે;
ભણે મુનિ ચંદ્રભાણુ, સુણો હો વિવેકવાન;
મહાવીર ધર્યા ધ્યાન, ઉપજે આનંદ હે. (૧)
પૂરવતી આશીલાખ, લીઓ જીનરાજ સુખ;

એકલાખ રહી જાય, એસી દિલ ધારી હે.
ધન સુત બંધવ નારી, દેખાએ અનિત્ય સહુ;
કામ નહિ આવે એસી, જીનજી વિચારી હે.
ભરત બુલાઇ સમજાઇ, સહુ રાજ દીયો;
આપ લોચ લેકે ભયે, મહાવ્રત ધારી હે.
પ્રથમ જિનેંદ્રચંદ્ર, કહેત બિનોદીલાલ;
એસે નાભિનંદનકું, બંદના હમારી હે. (૨)

---

## પંચ પરમેષ્ટી વંદણા.

### કવિત ( મનહર ).

### શ્રી અરિહંત દેવને.

નમુ શ્રી અરિહંત, કરમાકો કીયો અંત;
હુવાસો કેવળવંત, કરૂણા ભંડારી હૈ.
અતિશે ચોતીશધાર, પેંતીસ વાણી ઉચાર;
સમજાવે નરનાર, પર ઉપકારી હૈ.
શરીર સુંદર આકાર, સૂરજ સો ઝલકાર;
ગુણ હે અનંત સાર, દોષ પરિહારી હૈ.

કેત હૈ તિલોકરીખ, મન, વચ, કાયા કરી;
લળી લળી વારંવાર, વંદણા અમારી હૈ.

## શ્રી સિદ્ધ ભગવંતને.

સકલ કરમ ટાળ, વશકર લીયો કાલ;
મુગતીસે રહ્યા મીલ, આતમાકા તારી હૈ.
દેખત સકલ ભાવ, હુવા હૈ જગતરાવ;
સદાહિ ક્ષાયિક ભાવ, ભયે અવિકારી હૈ.
અચલ અઢલ રૂપ, આવે નહિ ભવકૂપ;
અનુપ સરૂપ ઉપ, ઐસી રિધ ધારી હૈ.
કેત હૈ તિલોકરીખ, બતાવો એ વાસ પ્રભુ;
સદાહિ ઉગત સૂર, વંદણા અમારી હૈ.

## શ્રી આચાર્યજીને.

ગુણ હૈ છત્તીશ પૂર, ધારત ધરમ ઉર;
મારત કરમ ક્રૂર, સુમતિ વિચારી હૈ.
શુદ્ધ સો આચારવંત, સુંદર હૈ રૂપકંત;
ભણીયા સવિ સિદ્ધાંત, વાંચણી સુપ્યારી હૈ.
અધિક મધુર વેણ, કોઇ નહિ લોપે કેણ;
સકલ જીવોકા સેણ, કિરત અપાર હૈ.

કેત હૈ તિલોકરીખ, હિતકારી દેત શીખ;
ઐસે આચારજ તાકું, વંદણા અમારી હૈ.

## શ્રી ઉપાધ્યાયજીને.

પઢત અગીયારે અંગ, કરમાસુ કરે જંગ;
પાખંડીકો માન ભંગ, કરણુ હુશીઆરી હૈ.
ચઉદે પૂરવધર, જાણુત આગમસાર;
ભવીયોકે સુખકાર, ભ્રમણા નિવારી હૈ.
પઢાવે ભવિક જન, થિર કર દેત મન;
તપ કરી તાવે તન, મમતા નિવારી હૈ.
કેત હૈ તિલોકરીખ, જ્ઞાન ભાનુ પરતીખ;
ઐસે ઉપાધ્યાય તાકુ, વંદણા અમારી હૈ.

## શ્રી સાધુજીને.

આદરી સંજમ ભાર, કરણી કરે અપાર;
સુમતિ ગુપતિધાર, વિકથા નિવારી હૈ.
જયણા કરે છકાય, સાવદ્ય ન બોલે વાય;
બુઝાઇ કષાય લાય, કિરિયા ભંડારી હૈ.
જ્ઞાન ભણે આઠે જામ, લેવે ભગવંત નામ;
ધરમકો કરે કામ, મમતા કે મારી હૈ.

કેત હે તિલોકરીખ, કરમાંકા ટાળે વિખ;
ઐસા મુનિરાજ તાકુ, વંદણા અમારી હૈ.

---

## ચોવીશ જીનની આરતી.

જય મુક્તિદાતા પ્રભુ જય મુક્તિદાતા,
તુજને વંદન કરીએ ( ૨ )
ગુણુતારા ગાતા, જય દેવ જય દેવ. ૧
આદિનાથ અજીત, સંભવ સુખકારી,
પ્રભુ સંભવ સુખકારી;
કષ્ટ અમારાં કાપો (૨) હે ભવ ભયહારી.જય દેવ(૨)૨
અભિનંદન સુમતિ, પદ્મ તું મુજ પ્યારો,
પ્રભુ પદ્મ તું મુજ પ્યારો;
સુપાર્શ્વચંદ્ર સુબુદ્ધિ (૨) શીતળ ભવ તારો.
જયદેવ (૨) ૩
શ્રેયાંસ વાસુ વિમલ, અનંત ગુણ ભરિયા,
પ્રભુ અનંત ગુણ ભરિયા;
કષ્ટભવોનાં કાપી (૨) શીવ રમણી વરીયા.
જય દેવ (૨) ૪
ધર્મધુરંધર નાથ, આપ વસ્યા સુગતિ,

પ્રભુ આપ વસ્યા મુગતિ;
શાંતિનાથ સુણો શ્રવણે (૨) દાસતણી ભક્તિ,
જય દેવ (૨) ૫
કુંથુંનાથ કોડે, કાઢય કુવનમાંથી,
પ્રભુ કાઢય કુવનમાંથી;
અર મલ્લીને પ્રણમુ (૨) તારો કર સાથી.
જય દેવ (૨) ૬
મુનિસુવ્રત મહારાજ, અગણિત મુજ ખામી,
પ્રભુ અગણિત મુજ ખામી;
વંદુ શિર હું નામી (૨) તાર અંતરજામી.
જય દેવ (૨) ૭
નમિનાથ ભગવાન, ભાવ ધરી ભાળો,
પ્રભુ ભાવ ધરી ભાળો;
નિર્મળ નેમ નગીના (૨) દુઃખ સર્વે ટાળો.
જય દેવ ૮
પાર્શ્વ પર્મ કૃપાળ, જન પાલણહારો,
પ્રભુ જન પાલણહારો;
વર્ધમાન જીન વંદુ (૨) ભવજળથી તારો.
જય દેવ (૨) ૯
ચોવીશ જીન ભક્તિ, ભાવ ધરી કરશે,
પ્રભુ ભાવ ધરી કરશે;

જન્મ મરણુ દુઃખ ટાળી (૨) મુક્તિને વરશે.
જય દેવ. (૨) ૧૦
નમી તુજને કહે નેમ, નાથ તું છે મ્હારો,
પ્રભુ નાથ તું છે મ્હારો;
જૈન પ્રવર્તક મંડળ (૨) શાસન સહુ ત્હારો.
જય દેવ (૨) ૧૧

---

## પ્રભુને ભજવા વિષે.

( વિમળા નવ કરશો ઉચાટ—એ રાગ. )

પ્યારા પ્રાણુ સદા સુખદુઃખમાં ભજ ભગવાનનેરે,
જીવડા જવુ ઓચિંતું, વશ કર મન મસ્તાનનેરે. એ ટેક.
રૂડું તનમંદિર શણુગાર્યું, આખર માટીમાં મળનારૂ;
હંસા ઉડી જવાનું, સાચું માનનેરે. પ્યારા૦
જુઠી કાયા, જુઠી માયા, જુઠી જનની જુઠી જાયા;
જુઠો સબ સંસાર, સાચ ધર ધ્યાનનેરે. પ્યારા૦
વાદળ ગોટો, જળ પરપોટો, આ તન રંગ પતંગજ ખોટો;
કાળ ભમે શિર રંક રાય, વિદ્વાનનેરે. પ્યારા૦
જ્યાં છપનપર ભૂંગળ વાગે, ત્યાં ખર ભુકે લાંબે રાગે;
હર્ષ શોક ન થાય, જોઈ મતિમાનનેરે. પ્યારા૦
સંત સમાગમ કરીએ ભાવે, સંતસંગે સજ્જનતા આવે
વિનય નમ્રતા ગુણુ પ્રગટે ગુણુવાનનેરે. પ્યારા.

પરધન પથ્થર તુલ્ય પ્રમાણે,પર રમણી માતાસમ માને;
તજીએ પરનિંદા ઇર્ષા, અભિમાનનેરે. પ્યારા૦
પરમારથ સમ પુણ્ય ન જાણો,પરપીડા સમ પાપ ન માનો;
ધરીએ સત્ય ક્ષમા, સંતોષ નિશાનનેરે. પ્યારા૦
સજજન મન સદ્બોધે રીઝે,દુર્જન મન પાષાણ ન ભીંજે;
સાંકળચંદ ન બોધ થાય, હેવાનનેરે. પ્યારા૦

---

## પ્રભુ શું પૂછશે ?

ભુજંગી.

તમે કેટલા બંગલાઓ બનાવ્યા ?
તમે કેટલા દામ ગાંઠે બચાવ્યા ?
ચલાવી તમે કેટલી ત્યાં દુકાનો ?
પ્રભુ તે તમોને નથી પૂછવાનો. ૧
તમે કેટલી રોજ ચીરોટ ફુંકી ?
તમે કેટલી વાપરી ચ્હાય ભૂકી ?
તમે ચાવતા કેટલા રોજ પાનો ? પ્રભુ૦ ૨
કઇ જાતના પ્હેરતા બૂટ જોડા ?
ઘરે રાખતા કેટલા ગાડીઘોડા ?
હતા કેટલા ગાડી ને ગાડીવાનો ? પ્રભુ૦ ૩

તમે કેટલી ભાઇ ભાષા ભણ્યા છો ?
બી. એ. એમ. એ. એમ. ડી. શું થયા છો ?
થયા જે. પી. છો ચાંદ સી. આઇ. ઇ. નો. પ્રભુ૦ ૪

કઇ જાતના બાળતા ઘેર લેમ્પો ?
કઇ જાતની વાપરી બેસ્ટ કેપો ?
બીજો ડ્રેસ કેવો હતો પહેરવાનો ? પ્રભુ૦ ૫

તમે કેટલા વસ્ત્ર ભેળા કર્યા છે ?
કઇ જાતના અત્તરો વાપર્યાં છે ?
તમે વાપર્યાં પાન ગુલાબદાનો ? પ્રભુ૦ ૬

તમે કેટલા નાટકો ખેલ જોયા ?
તમે સરતમાં કેટલા દામ ખોયા ?
લીધો લ્હાવ શું સરતમાં ઝીલવાનો ? પ્રભુ૦ ૭

ઉનાળે હવા સારૂ કયે ઠામ જાતા ?
તમે રેલવેમાં કયો વર્ગ લેતા ?
ફરી કેટલી મીજબાની જુવાનો ? પ્રભુ૦ ૮

મુલાકાત લીધી તમે હોટલોની ?
ભાંગી ગરદનો કેટલી બોટલોની ?
લવેન્ડર અને સેન્ટની શીશીઓની ? પ્રભુ૦ ૯

તમે કેટલું દીનને દાન દીધું ?
ગરીબો તણું શું તમે હિત કીધું ?
દઇ અન્ન પોષ્યા ભુખ્યા ઇંનશાનો,
પ્રભુ તે તમોને નક્કી પૂછવાનો. ૧૦

---

## ઉપદેશી દોહરા.

પરલોકે સુખ પામવા, કર સારો સંકેત;
હજી બાજી છે હાથમાં, ચેત ચેત નર ચેત. ૧
જોર કરીને જીતવું, ખરેખરૂં રણક્ષેત્ર;
દુશ્મન છે તુજ દેહમાં, ચેત ચેત નર ચેત. ૨
ગાફલ રહીશ ગમાર તું, ફોગટ થઇશ ફજેત;
હવે જરૂર હુશીયાર થઇ, ચેત ચેત નર ચેત. ૩
તન ધન તે તારાં નથી, નથી ત્રિયા પરણેત;
પાછળ સૌ રહેશે પડયાં, ચેત ચેત નર ચેત. ૪
પ્રાણ જશે જ્યાં પીંડથી, પીંડ ગણાશે પ્રેત;
માટીમાં માટી થશે, ચેત ચેત નર ચેત. ૫
રહ્યા ન રાણા રાજીયા, સુરનર મુનિ સમેત;
તું તો તરણા તુલ્ય છે, ચેત ચેત નર ચેત. ૬

રજકણ તારાં રખડશે, જેમ રખડતી રેત;
પછી નર તન પામીશ ક્યાં, ચેત ચેત નર ચેત. ૭
કાળા કેશ મટી ગયા, સર્વે બનીયા શ્વેત;
જોબન જોર જતું રહ્યું, ચેત ચેત નર ચેત. ૮
માટે મનમાં સમજીને, વિચારીને કર વેંત;
ક્યાંથી આવ્યો ક્યાં જવું, ચેત ચેત નર ચેત. ૯
શુભ શીખામણ સમજીને, પ્રભુ સાથે કર હેત;
અંતે અવિચળ એજ છે,. ચેત ચેત નર ચેત. ૧૦

---

## અરિહંત દેવનું સ્તવન.

અરિહંત દેવારે, સેવા વંછુ તાહરી રે;
રાખો રાખો ચરણ કમળમાં રે સ્વામ,
મોહન મીઠારે, તુંમને દીઠા થકારે;
ફુલ્યો માહરા હૈડામાં હરખ આરામ. અરિહંત૦ ૧
જીન લટકાળા રે, માળા જપું તાહેરી રે;
લાગી મુને તુમ થકી, અવિહડ પ્રીત,
અંતરજામીરે, સ્વામી સાચા ઓળખ્યારે;
મળ્યો મુને મરણ નિવારણ મીત. અરિહંત૦ ૨

છેલ છબીલારે ઢીલાં કરો કર્મનેરે;
કાપો મારા ભવ બંધનના રે પાસ,
આશ ઘણી છે રે, દાસને દિલ વસો રે,
આપો મુને ચરણ કમળનો નિવાસ. અરિહંત૦ ૩

જગતથી ન્યારા રે, પ્યારા મારા સાહેબારે;
વિષયના ત્યાગી વિબુધ વીતરાગ,
અનોપમ જ્ઞાનીરે, છાની નહિ વાતડીરે;
મનડાના સંશય કરણુ વિભાગ. અરિહંત૦ ૪

દુનીઆમાં દુજો રે, દેવ જાચું નહિ રે;
હવે મુને હીરલો લાગ્યો રે હાથ,
સુરતરૂ ઉગ્યો રે, મારે આંગણે રે;
ભેટયો હું તો ત્રણ જગતનો નાથ. અરિહંત૦ ૫

અતિશય ધારી રે, વારી જાઉં વાલહારે;
તુમ ગુણ ગાતાં નાવે રે પાર,
પાહાડ તરૂથીરે, ફળ કેમ લઇ શકે રે;
વામન પુરૂષ તે બાંહ પસાર. અરિહંત૦ ૬

ઉદધી ઉલંધેરે, કવણ ભુજાયકી રે;

કોણ કરે મહીયળ કેરૂં રે માપ,
નભ કોણ ગ્રહે રે, બળવંત બાથમાં રે;
બહુ ગુણ ધારી માહારા રે બાપ. અરિહંત૦ ૭
દુર્લભ સ્વામીરે, તુમને આરાધવારે;
કેમ કરી પામું તુમચોરે પાર;
રૂષિ ખોડીદાસરે, એણી પેરે વીનવે રે,
તમે મારા આતમનારે આધાર. અરિહંત૦ ૮

---

## શ્રી ચોવીશ તીર્થંકરની સ્તુતિ.

### લાવણી.

ઋષભ અજીત જીનનાથ, સંભવ અભિનંદના;
સુમતિ પદમ સુપાર્શ્વ, ચંદા પ્રભુ વંદના. ૧
સુબુદ્ધિ શીતળ શ્રીઅંશ, કે વાસુપુજ્ય ધ્યાઇએ;
વિમળ અનંત ધર્મનાથ, શાંતિ ગુણ ગાઇએ. ૨
કુંથું અરંચ મલ્લીનાથ, મુનિસુવ્રત નિર્મળા;
નેમી અરિષ્ટ નેમીનાથ, પ્રાર્શ્વ મહાવીર ભલા. ૩
એ ચોવીશીના નામ, કે નિત્ય પ્રત્યે ભજો;

હિંસા જુઠ અદત્ત, મૈથુન પરિગ્રહ તજો. ૪
એ ચોવીશીના નામ, કે નિત્ય પ્રત્યે ધ્યાઇએ;
જન્મ મરણ દુઃખ દૂર, મુક્તિ પદ પાઇએ. ૫
વીશે વાંદુ વેરમાણુ, અગીઆરે વાંદુ ગણધરા;
બેકર જોડી નામું શિશ, કે સાચા જીનેશ્વરા. ૬
કવીશ્વર કહે કરજોડ, સૂણો રે ભવી પ્રાણીયા;
કર્મ હરણ એ ઉપાય, કે જગમેં જાણીયા. ૭
સાચો તે શ્રી જૈન ધર્મ, વ્યસન વશમેં વસ્યો;
ચાલ્યો કુકર્મની ચાલ, ચોર્યાસીમાં ભટકીઓ. ૮
ભમ્યો અનંતો કાળ, કે ધર્મ વિના કુગતિમાં;
પ્રભુજી કરજો મુજ પર મહેર, કે મેલજો મુગતીમાં. ૯

---

## સ્ત્રીઓના સોળ શણગાર.

(૧) ઘરને દરેક રીતે શોભીતું, સ્વચ્છ, અને મનહરણ રાખવું.

(૨) ગળ્યા વગરનું પાણી દારૂ બરાબર, અને ઢાંક્યા વગરનું રાંધેલું અનાજ માંસ બરાબર સમજવું.

(૩) ચુલો, ખાંડણીઓ, ઘંટી, છાણાં, લાકડાં અને વાસણ પુંજ્યા પછીજ ઉપયોગમાં લેવાં.

(૪) પોતાના લાભને માટે બીજાને નુકશાન કરવું નહિ.

(૫) આશરે પડેલાં પ્રાણી ઉપર દયા રાખવી.

(૬) બાળકને સ્વચ્છ રાખવાં, અને તેને હંમેશાં સારા બોલ શીખવવા.

(૭) ઘરની દરેક વસ્તુની દરકાર રાખવી, અને કોઇ પણ ચીજ નકામીરીતે વપરાઇ ન જાય, એવી કરકસર કરતાં શીખવું.

(૮) પારકા ઘરની નિંદા કરવામાં કે પાડોશીઓ સાથે નાહક કંકાશ કરવામાં અમુલ્ય વખતનો ઉપયોગ નહિ કરતાં બોધક ચોપડીઓ વાંચવામાં કરવો.

(૯) આખી દુનિયામાં પોતેજ એક ડાહી છે, એવો મિથ્યા ગર્વ છોડી દેવો.

(૧૦) પોતાની દીકરી સાસરે જઇને જમાઇનું ઘર દીપાવે તથા તમારાં વખાણ કરાવે તેમ કરવુ

(૧૧) પારકા પુરૂષ સાથે ઝાઝો સમાગમ ન રાખવો

તથા કોઇની મશ્કરી કરવી નહિ. આથી ઉ-
લટી રીતે વર્તનાર કોઇક દહાડો ભયંકર બદ-
નામી ભોગવે છે.

(૧૨) કાલ શું થશે ! તેના વિચારની સાથે મરણ
પછી શું થશે ! તે પણ વિચારવું.

(૧૩) ઉંઘ, આળસ ને આહાર વધારવાં નહિ.

(૧૪) મરણ પછી કોઇ પણ સારી રીતે સંભારે
એમ કરી જવું.

(૧૫) દુઃખી માણસનાં દુઃખ કાપવાને બનતી મદદ
કરવી, અને તેના જેવાં દુઃખ પોતાના ઉપર
ન પડે એમ ઈશ્વર પાસે માગવું.

(૧૬) પોતાના પતિને પરમેશ્વર તુલ્ય ગણવો. તે
જેમ કહે તેમ કરવું, તેની દરેક રીતે સેવા
કરવી, તેને રાજી રાખવા, એજ પોતાનો ધર્મ
સમજવો, અને તેની કમાણીનો સદુપયોગ કરી
પોતાનો ઘરસંસાર સારી રીતે ચલાવવો, કે
જેથી બીજી સ્ત્રીઓ તમારો દાખલો લઇ ત-
મારા જેવી થાય.

# જૈન કન્યાશાળા માટે નાતિ ધર્મના રાસડા.

( રચનારઃ—પોપટલાલ કેવળચંદ શાહ. )

## શ્રી મહાવીર પ્રભુની સ્તુતિ.

" આવોને દીન દયાળ રમવા આવોને રે" એ રાગ.

ભજીએ શ્રી મહાવીર, સુંદર જે જગતારૂ,
સજીએ ધર્મ શરીર, સુંદર જે જગતારૂ; એ ટેક.
ત્રિશલા નંદન છે જગવંદન,
કર્મ નિકંદન છે શીતચંદન,
કરીએ નિત્ય અભિવંદન,
સુંદર જે જગતારૂ; ભજીએ. ૧
જન્મ થકી ત્રય જ્ઞાન વર્યું છે,
નામ રૂડું વર્ધમાન ધર્યું છે,
અમૃત વચને ભર્યું છે,
સુંદર જે જગતારૂ; ભજીએ. ૨

માતા પિતા સુખકાર થયા છે,
સર્વ જીવો પ્રતિ શુદ્ધ દયા છે,
વડિલને વચને રહ્યા છે,
સુંદર જે જગતારૂ; ભજીએ. ૨

જાણી અસાર સંસાર અકારો,
અણુગાર થઇને તજ્યાં ઘરબારો;
તરીઆ અમને તારો,
સુંદર જે જગતારૂ; ભજીએ. ૪

વસમાં વરસો સાડા બારે,
તપથી કાપ્યાં કર્મ અઢારે,
કેવળ જ્ઞાની પ્યારે,
સુંદર જે જગતારૂ; ભજીએ ૫
લોક હિતારથ ધારી ધારી,
ઉત્તમ ધર્મ બતાવ્યો ભારી,
સિદ્ધપદે બલિહારી,
સુંદર જે જગતારૂ; ભજીએ. ૬
ધર્મે જૈન રહીને તરવું,

ધારી દયા સઘળું શુભ કરવું,
શુક સત્પંથે વિચરવું,
સુંદર જે જગતારૂ; ભજીએ. ૭

---

## શિયળ વિષે.

" આવોને દીન દયાળ રમવા આવોને રે " એ રાગ

નારી ન એ અંગાર,
શિયળ નિર્મળ નહીંતો,
નારકી છે તૈયાર,
ભલે જગ ઠગતી અહીંતો; એ ટેક.
શિયળ નારીનું નૌતમ નાણું,
શિયળ સદ્ગુણ સુંદર આણું,
(પણ) કામનું શું કરીયાણું. શિયળ. ૧
લાવી ભલે ઘાટ માણેક મોતી,
પંડે અખંડ ને પિયર પનોતી,
કરવી શું સંપત સોતી. શિયળ. ૨
રૂપે તો ઇંદ્ર પરી ઊતરે છે,

હાલ તો હાથણી પાણી ભરે છે,
પણ નારકીને વરે છે. શિયળ. ૩
શિયળ વણ સામાયિક થોથાં,
પોષો પડીકમણું ને પોથાં,
સંજમ જપ તપ ભોર્યાં. શિયળ. ૪
અંતરે તર્ક વિતર્ક ઉફાળા,
વેષ કુવેષ છે નખરાંવાળા,
કોયલા કાળાને કાળા, શિયળ. ૫
વ્રત ચોથાનો મહિમા મોટો,
પાણીને મૂલે ન વાળો ગોટો,
હીરા વેચી લ્યો લખોટો. શિયળ. ૬
થંભ છે ધર નર ધર્મનો નારી,
રત્નની ખાણ જો સ્વામીશું વારી,
કુલટા શું જાણે બિચારી. શિયળ. ૭
ગઢ લોઢાનો ને બંધીખાનું,
ચોકી અખંડ જ્યાં લાગ ન બાનું,
એ તે પતિવ્રત શાનું. શિયળ. ૮
બાહેર શિયળ ઘરમાં શિયળ,

ભીંતરે શિયળ ભોંયરે શિયળ;
એકાંતે શિયળ તે શિયળ,
સજની સજની મારી.
પતિવ્રત સંપત્તિ મે વરસાવે,
સંતતિ રામ રિખભ થઇ આવે,
પ્રાણજીવન મન ભાવે,
સજની સજની મારી.

---

## બાર મહિના.

(" ઓધવજી સંદેશો કહેજો શ્યામને " એ રાગ. )

સોળ સતીનાં ચિત્રો ધ્યાને ધારજો. એ ટેક.
કારતક માસે કરવાં કામો ધરતણાં,
રાખી જતના રાખી રૂડું ચિત્તજો,
માગશરે મન મેલ બધોએ મૂકવો,
રહેવું સંપે ધારી ધર્મે પ્રીતજો; સોળ સતી. ૧
પોષે પોષો પાળ્યાં પામર પ્રાણીઓ,
હો નહીં કોઇ દીન જનોને દુઃખ જો,

માહ માસે માબાપ નહીં તરછોડતા,
કરી ચાકરી આપો તેને સુખજો. સોળ સતી. ૨
ફાગણ માસે ફુલણજી બનશો નહીં,
ગજા ઉપરવટ વાવરશો નહીં દામજો.
ચૈતર માસે વ્યવહારે ચતુરાં થજો,
કંથ કહ્યામાં રહી દીપાવો નામજો; સોળ સતી. ૩
વૈશાખે વાલાં બાળક સંભાળજો,
નહિ દેશો કદી ગાળો તેમજ માર જો,
જેઠે જુગતેથી કેળવજો તેમને,
ધીમે ધીમે ધારી નિર્મળ પ્યારજો; સોળ સતી. ૪
આશાડે અળગી કરજો ઇર્ષા બધી,
ચાડી ચુગલી વાંધા વચકા સર્વજો.
શ્રાવણમાં સાલસ થઇ ચાલો સ્નેહથી,
ધન દોલતનો તજજો સઘળો ગર્વજો. સોળ સતી.૫
ભાદરવે ભડ થઇને ઠારક આપવી,
સાસુ સસરા નણંદ દિયર ઘર નાથ જો.
આશો આખર આ સંસાર અસાર છે,
કંઈ નહીં સાથે પાપ પુણ્ય જશ હાથજો.સોળસતી.૬

અધિકે અધિકી અક્કલ ધર્મે ધારવી,
ધર્મ સમો નહીં સુખ દુઃખમાં આધારજો.
રોવો કુટો ખીજો શાને કારણે,
સંતોષાને સઘળે સુખ ભંડારજો. સોળ સતી. ૭
બારે માસ વિચારો અવગુણ આપણા,
સાધ સાધવી સેવો પ્રીતિ સાથજો,
સતીને માથે હોય નહીં કાંઈ શીંગડા,
શુભ લક્ષણ તે સતીને નામું માથ જો. સોળસતી.૮

---

## સાતવાર.

( " મારા સ્વામી મારાથી છોટા " એ રાગ. )
પતિવ્રત પ્રેમ થકી ધરવું, બીજું વ્રત બેન પછી કરવું;
પતિવ્રત. એ ટેક.
સોમે સખી સાસુજી સંતોખો,
દાટો વાંધો વેધ વળી ધોખો,
સગે વગે ભાવ ધરો ચોખો, પતિવ્રત. ૧

મંગળ મારા નાથતણું થાજો,
અમંગળ પાપ દૂરે જાજો,
વારે વીતરાગ ધરમ ધાજો, પતિવ્રત. ૨
બુધે બુદ્ધિ ધર્મ વિષે ધારો,
મોહ મદ માન સદા મારો,
રૂડો સંપ કદીએ ન વિસારો, પતિવ્રત. ૩
ગુરૂવારે ગુણકારી ધર્મ ગુરૂ,
નમો નિત્ય તેહ છે સુર તરૂ,
સતિ સંગ રેવું એજ ખરૂં, પતિવ્રત. ૪
શુક્રવારે સ્વચ્છ સુઘડ થાજો,
નીતિ ધર્મ ગીત પ્રીતે ગાજો,
વેરી ક્રોધ જીવના નવ થાજો, પતિવ્રત. ૫
શનિ ઘર કામ કરો હાથે,
હજારોની હાણુ છે પર હાથે,
ફોગટ ફુલી રણુ ન કરો માથે, પતિવ્રત. ૬
રવિ ધર્મસ્થાન જવું રોજે,
ચોરો નથી શાણી સંખી જોજે,
વારો ગણી વેઠ ન તક ખોજે. પતિવ્રત. ૭



# પંદર તીથિ.

## "રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે" એ રાગ.

સખી પડવે પરમેશ્વર ભજીએરે,
જૂઠી જગની જંજાળોને તજીએરે;
શુભ શિયળ ભૂષણુ સજીએ,
નાભિનૃપનંદને નિત્ય નમીએરે. ૧

સખી બીજે એ બંધન ટાળોરે,
રાગ દ્વેષને તરત પ્રજાળોરે;
દયા સર્વે જીવની પાળો. નાભિનૃપ. ૨

સખી ત્રીજે ત્રિલોકનો નાથરે,
ભજો ભાવથી છે સુખદાતરે,
છોડી છળ કપટની વાત. નાભિનૃપ. ૩

સખી ચોથે ચતુર થઇ ધર્મેરે,
થઈ વિનીત ને હળવાં કર્મેરે;
ભૂલો ભાન કદી નહીં ભરમે. નાભિનૃપ. ૪

સખી પાંચમે પાંચ પ્રમાદોરે,
વળી પંચ વિષયના સ્વાદોરે;

ત્યાગો ધર્મના વાદ વિવાદો. નાભિનૃપ ૫
સખી છઠે છેતરશો ન કોનેરે,
કદી છેતરે તમને કો છોનેરે;
શુદ્ધ સરલ સ્વભાવે રહોને. નાભિનૃપ. ૬
સખી સાતમે સમતા આણીરે,
કરો સામાયિક શુભ જાણીરે;
કરો સમજીને ધર્મ કમણી. નાભિનૃપ. ૭
સખી આઠે કરમના વંતારે,
દેવ એજ ગણો ભગવંતારે;
જાતાં શરણે આવે અઘ અંતા. નાભિનૃપ. ૮
સખી નોમે તત્ત્વો નવ જાણોરે,
જાણી પરહરજો પાપસ્થાનોરે;
ભાખ્યું ભગવાને તે સત્ય માનો. નાભિનૃપ. ૯
સખી દશમે તે દશવિધ લેખોરે,
શુદ્ધ સંતનો ધર્મજ પેખોરે;
એવા સંત તપાસીને દેખો. નાભિનૃપ. ૧૦
સખી એકાદશે અગીઆરે જે,

પડિમા શુભ શ્રાવક ધારે જે;
તે તો ઉતરશે ભવ પારે. નાભિનૃપ. ૧૧
સખી બારશે ભાવના બારેરે.
રૂડા સજજન ચિત્ત વિચારેરે,
દયા દાન ને ધ્યાન વધારે. નાભિનૃપ. ૧૨
તજ તેરશે પર નર રસનેરે,
વધે વ્યાધિ આપે અપજશનેરે;
સજ સ્વામીની સેવા સરસને. નાભિનૃપ. ૧૩
સખી ચૌદશે ચૌદ ગુણ ઠાણુંરે,
જેમાં આત્મ સ્વરૂપ સમાણુંરે;
તે તો સિદ્ધ પદે નોંધાણુ. નાભિનૃપ. ૧૪
સખી પૂનમે પંદર ભેદેરે,
સિદ્ધ થાય વળી ત્રણ વેદેરે;
એથી જન્મ મરણ ભવ છેદે. નાભિનૃપ. ૧૫
સખી પંદરે તિથિ કહી ભાવેરે,
વરતે તે સરસ સુખ પાવેરે;
શુક કે ભવપાર તે જાવે. નાભિનૃપ. ૧૬

# સુદર્શન શેઠ વિષે.

"વટ સાવિત્રી વ્રત આજ પૂરણ કરીએ" એ રાગ.

જે મનોરમાને નિત્ય અતિશય પ્યારોને.
તે ચંપાનગરનો શેઠ સુદર્શન સારો છે;
એક પત્નીવ્રત ધર્મ ધણીએ ધાર્યો છે,
સ્ત્રીએ ધરી પતિવ્રત પ્રેમ અર્થ સુધાર્યો છે;
કામ સ્વરૂપ અવતાર સુદર્શન, રૂડો સોહામણો શેઠજો,
સુંદર શેઠ દુઃખી થાય છે રૂપે,
નીચ કામ માટ રાણી કોપી છે અતિ,
કપિલાએ રચ્યું છે કુભાંડજો. ૧
સુંદર શેઠ દુઃખી થાય છે રૂપે;
શેઠ સાથ એકાંત અભયા ઇચ્છેછે,
પણ છેવટ સઘળું કુડ સુદર્શન પ્રીછે છે;
નખરાં કરતી ખુબ રાણી રીઝે છે,
નથી ડગતો તોય જરાય રાણી ખીજે છે.
આળ ઓઢાડ્યાં અભયાએ આકરાં,

વણુ વાંકે શેઠ ફાંસી જાયજો.
સુંદર શેઠ દુઃખી થાય છે રૂપે,
વ્રતને પ્રભાવે ફાંસી ફુલ સમ થઇ છે,
રાજા ગયો લજવાઇ રે,
સુંદર શેઠ દુઃખી થાય છે રૂપે. ૨

---

## શીયળ વિષે.

---

( મામેરૂ મોઘા મૂલનું—એ રાગ. )

સુણો સમજુ સકળ નરનારીઓ,
મોટો શીયળ તણો મહીમાય;
શીયળ પાળો સ્નેહથી. એ ટેક.
જે કોઇ શીયળ સારી રીતે સાચવે,
સરવે સફળ મનોરથ થાય. શીયળ૦ ૧
સોના રૂપાની શોભા ન સમજીએ,
શોભા સરસ શીયળ શણુગાર. શીયળ૦ ૨

જેવાં નકટાંને ભૂષણુ નાંખીયા,
એવા શીયળ વિના નરનાર. શીયળ૦ ૩
વધે લાજ અધિક ટીક લોકમાં,
પરલોકમાં મુકિત પમાય. શીયળ૦ ૪

સુખ સંપત્તિ શીયળથી સેવીએ,
રીઝે જગદીશ્વર જગરાય. શીયળ૦ ૫
માટે શીયળ સરવ વિધે સાચવો,
તજો કામી હરામીનો સંગ. શીયળ૦ ૬
જરીએ ડરીએ ન મરણુનો ડર ધરી,
ભારે ડરીએ શીયળ થતાં ભંગ. શીયળ૦ ૭

તજી લાજ બે અદબી ન બોલીએ,
નહિં ડોલીએ મદ છક માંય. શીયળ૦ ૮
નીચી નજરે સરળ ચિત્તે ચાલીએ,
હાંસી મશ્કરી કરીએ ન કાંય. શીયળ૦ ૯

ફાટી આંખે ફરે જો કોઇ ફાતડા;
તેનું ડાટીએ માટીમાં મુખ. શીયળ. ૧૦
તજવી તજવી સોબત નિત્ય તેહની;
જેણે લજવી જનેતાની કૂખ. શીયળ૦ ૧૧

ભણવું ગણવું તો તેહનું ધન્ય છે,
જેણે કુળને લગાડ્યો ન ડાઘ. શીયળ૦ ૧૨
ભણી ગણીને જે શીયળ ન સાચવે,
એના ભણતરમાં ઉઠી આગ. શીયળ૦ ૧૩
ભુંડા ફુટા બોલે બોલ હાંસીએ,
દેખી ફાંસી ને નાશીએ દૂર. શીયળ૦ ૧૪
શિક્ષા સુંદર દલપત્તરામની,
જાણી કામની શીખો જરૂર. શીયળ૦ ૧૫

---

## જિનેશ્વરની વાણી.

### મનહર

અનંત અનંત ભાવભેદથી ભરેલી ભલી,
અનંત અનંત નય નિક્ષેપે વ્યાખ્યાની છે;
સકળ જગત હિતકારિણી હારિણી મોહ,
તારિણી ભવાબ્ધિ મોક્ષ ચારિણી પ્રમાણી છે;
ઉપમા આપ્યાની જેને તમા રાખવી તે વ્યર્થ,
આપવાથી નિજ મતિ મપાઇ મેં માની છે;
અહો રાજચંદ્ર બાલ ખ્યાલ નથી પામતા એ,

જિનેશ્વર તણી વાણી જાણી તેણે જાણી છે.

## વીરવાણી.

### મનહર.

વીર વાણી તણી લાણી મહા ભાગ્યે મળે જાણી,
શાણી મહા રાણી સહુ વાણીમાં જણાય છે;
ઉજળી ઉદાર અને ગરવી ગંગાજી જેવી,
અઘ મેલ પાપ સહુ જે વડે હણાય છે;
નય નિક્ષેપાતણા તરંગ અંગ ઉછળે છે,
મધુરી મહાન મીઠી માવડી મનાય છે;
જેના જેવી જગતમાં જોડી બીજી જાણી નથી,
એવી વીર વાણી વંદનીય વખણાય છે.



